# मेघराजाने विनंती पत्र*

તે

અમદાવાદના

કવી. માહામુખરાંમ નરભેરાંમે

રચ્યો.

છપાવી પ્રસિદ્ધકરનાર અ૦ નં૦ ૬ સ૦ ગુ૦

નિ આ૦ છગનલાલ વલ્લભરાંમ



અમદાવાદમધે બલાખીદાસ નારણદાસે

પોતાના અ૦ સત્ય પ્રકાશ પ્રેસમાં

છાપ્યો.

સંવત ૧૯૩૩. સન ૧૮૭૭.

કીંમત ૯ પાઈ.

૯૦૪૦

# *અને વિનંતી પત્ર*

---

મનોહર છંદ.

ભુમી કહે કવિ કેમ મિત્ર કામુકી તમારો,
નિર્દય બન્યો નિત્ય વાયદાએ વાય છે.
આઠ માસે આવ્યા તણી અવધ વિતી,
સદન સમિપન જુએ દિન કેમ એના જાય છે?
વાંક મુજ રાકતણો કાંક ઊર આવ્યો કે શું?
અન્ય અબળાને આપ મીતમાંહી માય છે.
અધિક અધિક મને થાય છે ઉચાટ મટ.
પત્ર લખી પાઠવો જે પ્રેમદા પિડાય છે.

હરિ ગીત છંદ.

મિત્ર પરમ પવિત્ર પ્યારા સકળ સદગુણ ગ્રામજી,
કલાનુકારી કામુકી છો વિજનના વીરામજી;
પર ઊપકારી જકતજીવન સુખદ સુમતી ધામજી,
આનંદ દાતા દુખ કદન છો વિષની ઉર હામજી. ૧
લખિતંગ અમદાવાદથી દિન મિત્ર માસુખરામજી,
નિત્ય નમનતાના સેવમાં સ્વીકારશો પરણામજી;
કળ અકળ છો આપે અનુપમ શુભ કર્યાનો કામજી,
છો ગહન ગતિના નેક ન્યાઇ મેઘ રાજા નામજી. ૨
આઠ દિવસમાં નવિ કુશળતાના પત્ર અત્રે આવતા,

અટપટી ગીતમાં તે પછી અન ઉદક પણ
અબળા તમારી ને અતી ઉચાટ ઉરમા થાય છ
જરિ જંપીને નથિ બેસાતી ઘટિ એક કલ્પની જાય છે.
શા કામમા ઘુંચઈ પડ્યા જે અહીં અવાતુ છે નહીં,
ફરવું હવે છે એકલા ક્યાં સુધિ મુદત પૂરી થઈ;
કલ્પાંત કરતી કામની મુજ નિકટ આવીતી ધરા,
નિરખ્યું વદન વીલૂ અતી ઉર ધિરજતો નવ રહિ જરા. ૪
સોસાઈ મરે છે સુંદરી પીડા ગુપત પરખાય છે,
સુભ રસિક કાયા કામનીની કરડવાને ધાય છે.
સુભ રંગના લીલાં નથી અંબર વપુપર પેહેરતી.
ત્રિભુવન પતિ તવ તારૂણી તુજ વિણ ન છ.જે એ સતી. ૫
પંખીડા નવ પર હરે તિજ નારને દિન એકનો,
શી આબરૂ રામા તજ્યામાં વિચારો વિવેકનો;
અપરાધ એનો છે નહી તો રીસ લાવ્યા શા થકી,
એ બાંચ તમને બેસસે માટે કરો આવ્યા વકી. ૬
પતિ વિયોગે પતિવૃતાનો પ્રાણ બહુ પીડાય છે,
માહા દોહલે દિન ગાળતા શોકે કરી સૂકાય છે;
પાળે વિવિધ વ્રત છે વનીતા સહુ સાધવાં કષ્ટને,
વિલાપ એના કરણ સુણના દયા-ઉપજે દુષ્ટને. ૭
અન ઉદકને નિંદ્રા તજી ઘેલી સરીખી નિત ફરે,
ભૂષણ ધરે અંગે નહી સંન્યાસ પાળે છે ખરે;
પોકારતી પીઉ પીઉ પીયુ મુખ અન્ય કશુ નવ ઊચરે.

ાત તે વરસાત પામ્યાં રૂદન કરિ કરિને મરે. ૮
ાડા પડ્યા છે હાડમાં તોએ ઝમોત થઈને ભમે,
પરી ધ્યાન કીધાં ચીર ફાટાં સારસા નવ ભોજન જમે;
એ ધરા રેછે ધીકતી એ મારાના અપવાસમાં,
છ માસથી માહા તાપમાં ગૌ તપ કેરેછે ત્રાસમાં. ૯
યોબન વિષે યુવતી તણા દિન જવા તે મુશ્કેલ છે,
વળી કામની વિણ કંથનીનું જીવત ખાંડા ખેલ છે;
ખારમી તમે આપા ગયાતા તે સકળ ખૂટી ગઈ,
હવે ખાનારાં તો કુશળ પાણ શુ દળે ઘંટાની મહી. ૧૦
વ્યાજે ધીરે નહિ શેઠ કે સાહુકાર દિન કયમ નીકળે,
દવ લાગતામાં કોગળા પાણી થકી તે શું વળે;
રૂદન કરંતાં છોકરાં છોરૂ તમારાં ટળવળે,
એ પ્રજા પેઠે હાથ નાંખે માવડી મનમાં બળે. ૧૧
અબળા અતી અકળામણ હૈયા વિષે સોસઈ મરે,
જે કુવા કેરી છાંયડી તે બાહાર કયમ કાર નિસરે;
એ તમ તણી મૂસાફરિમાં મરણ અમતણું થાય છે,
માટે પધારો પ્રેમશુ પરજા ઘણી પીડાય છે ૧૨
આશા તમારી સકળ અટાને અરે અવની પતી,
દિન રાય કે કાયર શુરા સહુકાર જે મોટા સતી;
પક્ષી પશુ કે જંત જીવ સૌને તમરી ગ્આથ છે.
તમ આવતા સૌ જીવતાં નહી તો રઝળતાં લોથ છે. ૧૩
સૌ સાયબા તમ આવવે નહી તો કશાં નથી કામની,

તાણે તમારે સૌ અંગે તરસ્યા તમારા નામની,
થઈ છે હવે તો હદ ઘણી માટે જરૂર અહીં આવજો,
વિયોગનો વહ્નિ અધીક આણી દયા બુઝાવજો. ૧૪
પોકાર પોહોળા મુખ થકી પરજા તણા બહુ થાય છે,
કકળાટ મનમાં સૌ કરે ફૂડીઆ ઘણા ફુલાય છે;
મરવા તણી આવી વખત ગરિબો ઘણા મુંઝાય છે.
શઠ સ્વાર્થી ફૂડીઆ મળી મંગળ તણા ગિત ગાય છે. ૧૫
ના સાંખશો તેવું તમે અઘટિત કામ આ સમે.
એ સોંપીઆ તમને હવે હારી રહ્યા છઈએ અમે;
દરીઓ દયાતણા વિશાળ મંગરજી સુત અહીં,
ઉપકાર કાવસજી તણા પડે ભુલવામાં નહીં; ૧૬
મળવા તમારે જોગ છે તો ગરીબ કેરા માળવો,
છે ધર્મમાં ઘરાવ્યું નાગ પ્રથમ એને પાળવો;
માટે પધારો પ્રેમથી વિનતી સુણી ઉરમાં તમે,
રૂવે બેશી રંડીએ રાંડા છોકરા પણ આ સમે. ૧૭
જો નહિ પધારો તો તમે હાલત થશે શી રાંકની.
એ ઉપમ કરી ધીરજ ધરે ત્રેવડ કરી નવટાંકની;
ઊંચી નજરથી ખેડુતોનાં ડોકાં બહુ દુખાય છે,
વિણ ઘાસ ગાયોને બળદ એ અબોલાં અકળાય છે. ૧૮
વળી સરોવરમાં માછલાં તે જળ વિનાનાં તરફડે.
સાપ વીંછી રાફડામાંથી નિકળી અગની વડે;
વીલંબ જો થાશે વધારે આધી વ્યાધી આવશે,

જા શો નાશ તો કુણ આપને ઓળખાવશે. ૧૮
ડા વળા વાદળાની સાથ કાંવોછો તમે.
દિવસતો આનંદમાં અતિશે ઘણા રહીએ અમે,
આજ આવે કાલ આવે વાટડી જોતા ઘણી,
પણ હવે વિશ્વાસ નથિ પડતો ત્રિભુવનના ધણી. ૨૦
ધણિ મેઘ લાડુ માનતા ઉજાણીઓ પણ આ સમે,
ઉપાયતો અતીશે કર્યા પણ જરાય પલાળ્યા નહિ તમે;
પડાવ નાંખ્યા પંથમાં વીવિધના ભોજન કરી,
સો રહ્યા બેશા આપ અર્થે સાહિત્યો સામી ધરી. ૨૧
નિસા સમે વિલા વદનથી સરવ પુરમાં આવીઆ.
કપટી એવા ક્રૂર તમને કહો કોણે બનાવીઆ;
નર છત્ર પતીઆ એમ છાજે આવવું નિરૈ ઘટે.
શાંત પાડો સરવના મન વેદના સઘળી મટે. ૨૨
તતખેવ ધરિ દીલમાં દયા આ પત્ર દેખત આવજો.
આતુર બની ઉભા અમે વિલંગ ના જોવરાવજો;
વળી ટોપ લઇ તત્પર થઇ સામોપ આવીશુ અમે.
આ અરજ બાહાદુખરામની દયો અંગીકારીને તમે. ૨૩

દુહો.

ઓગણીસે તેત્રીસના શ્રાવણી શુદી સાર;
નવમીને ભ્રગુવાર દીન પત્ર લખ્યો નીરધાર. ૨૪

ઇશ્વરનીસ્તુતી.

શ્લોક સગાળશા સાધુને સેવે વાણીઆ પાળે વરત. એ રાગ.

અમારી અરજ સુણો અવિનાશ દુઃખો કરીને નિવારો ટેક

પળ પળમાં ઉપકાર તમારો, અમ ઉપર અવિનાશ,
થતો ગયો ને થાય હજુ છે, અધિક દયાનો પ્રકાશ. અમા૦ ૧
રચના રમણીક તારી તેમાં સૃષ્ટી સકળ સુખ સાજ,
મેહેર કરતાં અમ ઉપર એથી, દરશાય છે માહારાજ. અમારી. ૨
સૂર્ય શશિ નક્ષત્ર રચ્યાં તેં, સગવડ સરવ સહીત,
સર સરિતા વન પવન કર્યાં તે, સ્વારથ સકળ રહીત. અમારી. ૩
આકાશ અવની પરવત ને તરૂ તે તુજ શક્તીથી ઇશ,
જન સુખ કારણ સરજી કીધાં જુક્તીથી તેં જગદીશ. અમારી. ૪
શિયાળો ઉનાળો ને વળી વર્ષા રૂતુ વિખ્યાત;
તુજ આજ્ઞાથી વારા ફરતી શીત તાપ વરસાત. અમારી. ૫
પુષ્પ સુવાશીક વિધ વિધના ફળ પાકે અન્ન અપાર,
તે કુદરત છે કરતા તમારી પેખાય છે ઉપકાર. અમારી. ૬
નિયમ પ્રમાણે થયાં કરે નિત્ય ભોગવે માનુષ્ય ભોગ;
પણ તેમાં કંઈ ન્યુન્ય પડે તો અનિતીનો સંજોગ. અમારી. ૭
કરતા આવ્યા છો ને કરો છો હીત જગતના બાપ,
તેમાં દુખ પડે તો દાતા પૂર્ણ અમારાં પાપ; અમારી. ૮
એ સાચણુ ઉરમાં લહીએ પણ સેલી સ્વભાવીક રીત.
કષ્ટ પડે ત્યારે કરગર એ પ્રભુ દયાળા દયાવંત નિત, અમારી. ૯
આજંતા ચોમાસામાં હરી વરશ્યો નથી વરસાત.
દુખના ડુંગર અમપર રેલ્યા અતિ દીધો ઉતપાત. અમારી, ૧૦
એથી શોકે સરવેને ઘેર્યા હૈયાની ઉડી હામ;

. ઉચાટ અતીશય ભડભાડ ગામો ગામ. અમારી. ૧૧
ાણા ભણકારા વાગે વરતાઓ છે કેર,
...ા નથા મળતુ રૂપીયાનું પુર પંદર શેર. અમારી. ૧૨
ખેડુત ખેતરમાંહી ઝુરે છે વાણીઆ ઝુરે હાટ,
સાહુકારો ઝુરે છે સદનમાં રાજાને ઉર ઉચાટ; અમારી. ૧૩
પરજાન અમને પર હરી બેઠા અપવશ રાખી એમ,
સાહ કરો સરવેશ્વરજી તમે જોઈ રહ્યા છો કેમ. અમારી. ૧૪
અપરાધ આપ તણું શીર મેલ્યાનો લેશ મળે નહીં લાગ,
કર્મ કરેલ નડે છે અમારાં ભુડાં પ્રગટયાં ભાગ્ય. અમારી. ૧૫
સદાચર્ણ સુનીતિમાં ન ચાલ્યા કીધા સુધર્મનો લોપ,
સાંખ્યું દીન પાણાક હરી પણ હદે જાણાવ્યો કોપ; અમારી. ૧૬
આપ તણી આજ્ઞાએ વર્તવા અપૂર્ણ પ્રાણી માત્ર.
વાંક અમારા વિચારતાંતો આ શિક્ષાને પાત્ર; અમારી. ૧૭
નેકી નિર્મળ નિત્ય નિરંજન નકલંકી છો નાથ,
દિન દયાળ કૃપાળ અકળબળ સૃષ્ટીસકળના તાત. અમારી. ૧૮
પુરાણ પરઉપકારી પ્રભુજી સચ્ચીદ આનંદ રૂપ,
આપ અનુપમ ઇશ અગોચર ક્રોડ ભુવનના ભુપ. અમારી. ૧૯
અદલ ઇનસાફી અવિનાશી સર્વાંતરના જાણ,
ગહન ગતી ગુણ સાગર તારી અલ્પ અમેતો અજાણ. અમારી. ૨૦
કામ ક્રોધ મો લોભ લલુતાં અવગુણના ભંડાર,
પગલે પગલે પાપ અમારા વાંક તણો નહી પાર. અમારી. ૨૧
એ કરણી જોતાં કુરણા નોખી બરોબરી કહેવાય,

ક્ષમા કરવાનો ધરમ તમારો તે કરશો જગરાય,
દયા નાધો છે નામ તમારૂં દયા ધરમનો ધરમ,
દુખ પડે શરણે દડવડીએ અન્ય ન જાણીએ મર્મ; અમારી.
પેટના કીડા પેટમાં કરડે પરવડશે કયમ રીસ,
રોતા જશે ને રોટલા લેશે શિશુ તમારાં ઈશ. અમારી.
વરસાતને વરસાવો વિભુજી મનની મુઝામણ કાપ;
દિનાનાથ તેં દાંત કર્યા તો ચાવણું અમને આપ. અમારી.
દુષ્ટ અમારી બુધ્ધી જેવાં દુષ્ટ અમારાં કામ,
સુખમાં તો તને સંભારતા નથી દુખમાં લઈએ નામ; અમારી.
તે સઘળું તમે જાણો છો પણ ઉરમાં ન આણશો નાથ,
કોના આગળ જઈ કરગરીએ તમથી મોટું કોણ તાત; અમારી.
છોરૂ કછોરૂ થાય નિરંતર માત પિતા ધરે રીસ,
તો અમથી ઉછરે કયમ શ્રી હરી કરણી ન જોશો ઈશ; અમારી.
વહેનામા ચંદન કાષ્ટ બળે તોય આપે સુગંધી એમ;
દુકાળ કેરી ઝડપ થકી હરી ઉગારી લેજો તેમ, અમારી. ૨૯
પોકાર કરતા પરવડીએ અમે ઉભરા ખાલી થાય,
પક્ષી પશુની શી ગત સ્વામી અબોલાં અકળાય; અમારી. ૩૦
વરસાત વીણના વાંતકણા વિભુ કેહેતા નાવે પાર,
વીલા પડ્યા છે વદન સરવના વરતાયો હાહાકાર; અમારી. ૩૧
જો ધારો તો ધરણીધરજી પળમાં કરો લિલા લ્હેર,
ખોટ તમારે નથી કે મેહેનત માટે ધરશો મેહેર; અમારી. ૩૨
રંક માહાસુખની વિનતીઆ કરજો અંગીકાર.
વેગે વરસાદને વરસાવી કરજો જયજયકાર; અમારી. ૩૩

# સમાપ્ત



# જાહેર ખબર.

| ચોપડીનું નામ. | કીમત |
|---|---|
| બાહાસુખરામ કૃત્ય રસિક પદ માળા.......... | ૦—૭—૦ |
| રણછોડ કૃત્ય શીવ વીવા...................... | ૦—૪—૦ |

ઉપર લખેલી ચોપડીઓ રોકડી કીમતે અમદાવાદ રાજા મેહેતાની પોળમા છગનલાલ વલભરામને ઘેરથી તથા રાયપુર ખંભાતાની પોળમા. બાહાસુખરામ નરભેરામને ઘેરથી મળશે. દસ ઉપરાંત રાખી રાખનારની પાસેથી એક આનો ઓછો લીધામા આવશે.

લી; છગનલાલ વલભરામ શાહી :

